તમારા પઇસાનો, ધર્મનો અને આરોગ્યતાનો બચાવ કરવો હોય તો જરૂર ખરીદ કરો.



# ચહાદેવીની ચડાઇ

યાને

# જમાનાનો જુલમ.


સંગ્રહ કરી છપાવનાર,

બુકસેલર જદુલાલ નારણદાસ.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે (દુકાન).

અમદાવાદી બજાર ગાંધી પોળ

નડીઆદ.



સંવત ૧૯૭૯ સન ૧૯૨૩

આવૃત્તિ ૪ થી પ્રત ૪૦૦૦


કીમત એક આનો.

ટુંક સમયમાં ઘણોજ બહોળો ફેલાવો પામેલી હમારા

તરફથી પ્રસિદ્ધ થએલી લોકપ્રિય



# મુંબાઇની શેઠાણી.



—ભાગ ૧-૨-૩—

નો ગજાવર ઉઠાવ જોઇ નકલીઆતોનાં ટોળાં તીડની પેઠે ઉભરાઇ નીકળ્યા છે. લખાણમાં સહેજસાજ ફારફેર કરી લેખક તરીકે પ્રસીદ્ધિમા આવવાનો પ્રયત્ન કરનારને આથી

## —જાહેર સૂચના આપવામાં—

આવે છે કે તેઓએ વૃથા દભ તજી દઇ ઇર્ષાનો માર્ગ ત્યાગ કરવો. નહિતો હમારે નીરૂપાયે તેઓનાં નામ પ્રસીદ્ધ કરવા પડશે.

ગ્રાહકોને નકલીઆતોથી સાવધાન રહેવા વીનતી કરવામાં આવે છે

આપનો—જદુભાઇ બુકસેલર—નડીઆદ

# ભેદી લગ્ન.

ચીન તણી ચાલાક કુમારી, આવી હિન્દુસ્તાન વિષે;
અમલ ચલાવ્યો સર્વ દેશમા, સત્તા પણ ઘરઘર વિષે. ૧

યુરોપના માનીતા મીસ્ટર, બિસ્કુટ ભાઇ જે બહાદુર,
ભભકો ભારી કરી અહીં આવ્યા, ફુટતા પ્રેમ તણા અંકુર ૨

ચહા દેવીથી કરી સગાઇ, ગોર બન્યા હોટલવાલા,
ગ્રાહક સઘળા થઇ જાનૈયા, લગ્ન તણા કીધા ચાળા ૩

હરખે બાંધ્યો હોટલ પતિએ, ફેન્સી મંડપ હોટલનો,
ઘાંચી મોચી અને વાઘરી, સરવાળો શુ હોટલનો ૪

પાચ જાય ને પચીસ આવે, ધાગધુમ રહેતી ચાલુ,
ચોરી કેરા ચાર્જને લેવા, પાસ થઇ આવ્યુ પ્યાલુ. ૫

ગાય ગીત ગુણવતી ગોરી, રકાબીઓ ઉર ધરીને હર્ષ;
અહો ભાગ્ય છે આજ અમારા, થાય ચહા દેવીનો સ્પર્શ ૬

અમચાએ ચીતમા વીચારી, બન્ને જણનો કર્યો મીલાપ,
મળે દક્ષણા હોટલ પતિને, ગોર વિણ નવ થાય ઉપાય ૭

શ્રી લક્ષ્મીવિજય પ્રીં પ્રેસ (પ્રાન્ચ) રતનપોળ નગરશેઠની
મારકીટમા દેસાઇ રાયચંદ છગનલાલે છાપી—અમદાવાદ

સાસુ કીટલી સસરો સાચો, ખાંડ જેહની ખીજમતદાર;
દુધ અને પાણી એ બેતો, ચહા તણો સાચો શણગાર ૮
જાનૈયાની જાત ભાતમા, ભેદ ભાવ નવ મળે લગાર;
કોણ બ્રાહ્મણો કોણ વણીકો, કોણ કોળીને કોણ કુંભાર. ૯
ઉઠી પ્રભાતે ભેટ આપવા, મુબારક બાદી માટે,
મુલાકાત લઇ દામ દીએ જઈ, હોટલ પતિ કેરા હાટે ૧૦
કઇંક શોખીનો નીજ ઘરમા, પણ નિત્ય આવા કરે લગન;
કોડે કન્યાદાન દઈને, ખરચે પઈસા થઇ મગન. ૧૧
કાષ્ટાગ્નિનુ કોણ પુછે છે, નીશદીન જ્યા અગ્નિ પ્રજળે,
અગ્નિ દેવની સાક્ષી આગળ, વરકન્યાનો હાથ મળે ૧૨
જઇ ધુમાડો કહે ગગનમા, ચહા દેવીના થયા લગન,
જાનઇયાએ જશ ખુબ લીધો, જાણે મોટો કર્યો જગન ૧૩
અમલ અધિક ચાલ્યો અવનીમા, રડતા રહેછે છાના બાળ,
આનંદ આનંદ સર્વે થાતો, ચહા દેવી હૈયાનો હાર ૧૪
દશે દિશ દુનિયામાં નીરખો, ચહા દેવીનુ ચાલ્યુ જોર,
કોઇ કહે થયુ ખુનનું પાણી, કોઈ કરે કંઈ શોર બકોર ૧૫
ધર્મ ધન આરોગ્ય બચાવા, ચહા દેવીથી રહેજો દુર,
લાગે દેવી પણ ડાકણી, હરશે હિન્દ તણું સઉ નુર ૧૬



3

# ચહાદેવીનો રાજીઓ

---

હાય ! હાય ! ઘર ઘાલ્યું ધુતારી ચાયે !
પીતા હાડ ચામ માસ બળી જાયે રે—હાય ! હાય ! ૧

હોશે હોશે મા—બાળકને પાયે !
બાળ વૃદ્ધો યુવાન ડુબી જાયે !
પયમાલ બધો દેશ તો કરાયે ! રે—હાય ! હાય ! ૨

ઉઠી નામ ના પ્રભુનુ લેવાયે !
નજર ઉકળતી ચાહ ભણી જાયે !
કયારે પ્યાલો ભરી પી લેવાયે ! રે—હાય ! હાય ! ૩

કઢયા કેશરીઆ દુધ ન ભાવે !
જીવ ચહા વિણુ વ્યાકુળ થઇ જાવે !
જેવો તેવો ચહાયે કોપ લાવે ! રે—હાય ! હાય ! ૪

જીવ તરફડે ને કાળજુ ચુથાયે !
નવ કામકાજ સુજતુ જરાયે !
ચાહ પાઓ આ જીવડો તો જાયે ! રે—હાય ! હાય ! ૫

હવે હોટલમા પગલા કરાયે !
કોળી વાઘરી જ્યા ચાહે બનાવે !
દામ દુગટ લેઇને પીવરાવે ! રે—હાય ! હાય ! ૬

ભુખ મરતા આંખ ઉંડી જાયે !
ખાડા ગાલમા ને પેટમા જણાયે !
લોહી માસ બધા અગનુ તવાયે ! રે—હાય ! હાય ! ૭
વેર પરણીને બાળક ન થાયે !
બાધા મેલડી ભુવાની કરાયે !
બાળ્યા હીર કેમ સતતી પમાયે ! રે—હાય ! હાય ! ૮
કોઇ પુણ્યયોગે બાળ કદી થાયે !
જીવે મરવાની આળસે સદાયે !
એના અગમા તો લોહી ના ભરાયે ! રે—હાય ! હાય ! ૯
ચહા તો દેશ તણા રંગથી રંગાયે !
જેને પીતા ભીખારી દેશ થાયે !
ચહાને પાપે નપુસક થવાયે ! રે—હાય ! હાય ! ૧૦
સૌ બહેનોને ભાઇ સંભળાયે !
કાંઇ આવે વિચાર મન માહે !
ચ્હાને કાઢવા વિચાર કઈ થાયે ! રે—હાય ! હાય ! ૧૧
ધર્મ તન ધનની પાયમાલી થાયે !
ચહાની બેડીમા જગ જકડાયે !
તોય ઉઠી ઉભા ના થવાયે ! રે—હાય ! હાય ! ૧૨
ઉંડો ઉંડો ના સુતા રહેવાયે !
બંધુ બહેની જુલમ ન સહેવાયે !
આપો ચાને વિદાય દુષ્ટ જાયે ! રે—હાય ! હાય ! ૧૩

ઘરની સ્ત્રી તૈયાર, ચહા કરી પાતી,
ટેસ્ટ તણી ખામી તો, તેમા દેખાતી.—ભયદેવ
સવારની ઉકળી, રાત સુધી પાતા;
ગ ઢી હોટલ ચહાને, પીવા સાૈ ધાતા—ભયદેવ.
ધર્મ વિત્તનો નાશ, શરીર કોવાતું,
શુરવીર હિર સઘળુ, ભસ્મીભુત થાતું—ભયદેવ
ઘી ભર ઘેબર ત્યાગ, ઘરના તો થાતા,
કુશકા ખાવા હોટલ, મુરખા કયમ જાતા—ભયદેવ
બજારના કપનો, એક આનો આલે,
એ કિંમતમા ઘરના સાૈ ચહા પી માલે—ભયદેવ
પણ ફેશન ગુલામ, હોટલમા જાતા,
તન મન ધન બાળીને, ઝેર પીતા થાતા—ભયદેવ
કચન ભરત રસાળ, એ ચહાએ વણસ્યો;
અફીણીઓ કીધો ત્યા, ઉદ્દગ કહો શાનો—ભયદેવ
દુધ જતા હોટલ, ઘી મોઘુ થાતુ,
છાશ તણા તો સ્વપ્ના, સાપરેટ ખાતું—ભયદેવ
બલ્યા વિત્તને નેત્ર, વિર્ય બળી ચાલ્યા,
વિદેશીઓની નકલે, ચહા દેવી ફાલ્યાં—ભયદેવ.
નગર પાદર માંહ્ય, દેરા નખાણા,
ધર્મ અધર્મ વિસારી, સાૈએ જકડાણા.—ભયદેવ
બ્રાહ્મણ જૈન પટેલ, હોશે સાૈ પીધી,
હોટલની ચહા સસ્તી, સ્હેજ મામી લીધી.—ભયદેવ

પંદર હોટલ માંહી, રોજ બને વકરો,
હજાર બોતેર વર્ષે, હિસાબ તો પકડો—ભયદેવ.
પુણા લાખનો નાશ, પ્રતિ વર્ષે થાતો;
ધર્મ શરીર મર્યાદા, વિચાર નવ થાતો—ભયદેવ.
બંધુ વર્ગ વિચાર, કરશો કંઈ મ્હારા,
દઈદો હોટલ ચહાને, તિલાંજલિ પ્યારા.—ભયદેવ
રક્ષા ધર્માચાર, વિત્ત શરીરોની,
વિનતી મણિમય દિલમા, બંધુ લ્યો માની—ભયદેવ

(લેખક-શ્રીયુત પાદરાકર)

---

## હોટેલનો હાહાકાર

---

(રાગ—ગઝલ.)

અરે હિન્દુ મુસલમાનો, નવાઇ અવનવી આતો !
સુણાવુ સાંભળો આવો, બધી હોટેલની વાતો ! !
બિછાવ્યા ખુરશી ને ટેબલ, ઉપર ફુલઝાડનાં કુંડા !
પોશીશન ફેશને પુરા, રસીલી હોટેલોમાં તો ! !
કોળીને વાઘરી સહેરી, જનોઇ ખાણુ આપે છે !
અમોને ખુબ ભાવે છે, ભલે વટલી જતી ન્યાતો ! !

બનાવી દે પ્રિયા ઘરની, મધુરી શુદ્ધ ચહા પ્રીતે !
ન ગમતી, હોટલે રમતી, મતી કોને પડે લાતો ! !
બનીને ઇશ્કી, સહુ મિત્રો, ગયા વિશ્રામ ભૂવનમા !
હબલના ઓર્ડરે દીધા, ખમણ શ્રીખંડ ભજીયાનો ! !
અલ્યા 'ચાલુ જમાનો' ને, 'રજીસ્ટર' આપ સાહેબને !
હળાહળ ઝેર પી—ખાધુ, રગેરગ રોગ ફેલાતો ! !
જમ્યા વાસી કુપટ હામે, પીરસતો ભંગી તો ભાવ્યો !
બનીને ભ્રષ્ટ ભાઈ આવ્યા, સુધારો હા વગોવાતો ! !
તમારા કોપમા ઘરના, બધાએ ચહા પીવા પામે !
પૂળો પોઝીશને મૂકયો, ગજબ હોટેલનો આતો ! !
ગયા ધન ધર્મને બાળ્યા, શરીરના લોહીને ચર્મો !
અરેરે ! દેશ બંધુઓ, તમારો ધર્મ વેચાતો ! !
ગયા ઘી છાશ ને માખણ, જતુ હિન્દુપણું હાલ્યું !
વળ્યો હોટલે હાહાકાર, મણિમય દેશ ડુબાતો ! !

(લેખક—શ્રીયુત પાદરાકર)

---

## હિન્દ દેવીની અપીલ.

---

(રાગ-અરે આ અબળાનો પોકાર જરી કોઈ સાંભળોરે.)

અરે આ હિન્દ દેવી પોકાર જરી કોઇ સાભળો રે !
ભલા કોઈ સાભળો રે ! !

પવિત્ર આર્યભુમિ સંતાનો, સિંહ બાળશા બળીયલ માનો!
આજ હોટલે કા રખડો ! પાછા વળો રે !—અરે ૧
રણશુરા રજપુત રઢિયાળા ! મડા બળિ મર્દો મુછાળા !
હાય ! આજ બીલ્લિથી ડરતા કા પળો રે ! !—અરે ૨
પ્રતાપ ને પૃથુરાજ શિવાજી, દુર્ગાદાસ રહાતા ગાજી !
એજ ભરત સંતાનો ! ચહાથી કા બળો રે ! !—અરે ૩
કઢયા દુધ તાસળીએ પીતા, ભ્રષ્ટાચાર અધર્મે બીતા !
પ્યાત્રી ચહા સટે જીવતર ધુળ કા ધરો રે ! !—અરે. ૪
પ્રભાતિયા પ્રાત. ઉચ્ચરતી, પ્રભુ સ્મરણ જીવ્હા તો કરતી !
આજ ચાહ વિણ જીવડો થાતો, આકળો રે ! !—અરે, ૫
પડછાયો જેનો નવ લેતા, હોટલમા તો ભોજન દેતા !
હાય ધરો છો ધર્મ ગળે કા આમળો રે ! !—અરે ૬
વૈષ્ણવ જૈન અને મરજાદી, ક્ષત્રિય બ્રાહ્મણ શુદ્રની જાતિ !
મુસલમાન ચહ'ના સેવનથી ના ટળ્યો રે ! !—અરે ૭
ઉઠો ઉઠો ભારત સેનાની, લીયો પ્રતિજ્ઞા ચહાની જ્ઞાની !
દેશ બચાવો હોટલથી પાછા વળો રે ! !—અરે ૮
મદન મંજરી આતકનિગ્રહ, શક્તિતણી ગોળીના સંગ્રહ !
થયા નમાલા હવે હોટલોથી વળો રે ! !—અરે ૯
હોટલ બોટલ બીડી ત્યાગો, શ્રીખંડ ને ભજીયાથી જાગો,
મણિમય બંધુ બહેની સૌએ સાંભળો રે ! !—અરે ૧૦

# ૧૦

## ચહાનું ચેટક.

---

( રાગ-ગઝલ. )

અરે ! ઓ દેશના વીરા, સુણોને હિન્દના હિરા !
ગયાં ધન-ધર્મ ઓ ધીરા, જરા તો આખ ઉઘાડો ! !-૧
સવારે ઉઠીને આર્યો, પ્રભુનું નામ ઉચ્ચરતા !
આજે તો ચહા વિના મરતા ! હવે તો આખ ઉઘાડો ! !-૨
વિવેકી વૈષ્ણવો જૈનો, પુરાણી બ્રાહ્મણો જ્ઞાની !
ચળ્યા જોઇ ચહા તણી પ્યાલી, અરેરે ! આખ ઉઘાડો ! !-૩
"હમારા કૃષ્ણને માખણ, મલાઈ ગોરસ પ્યારી,"
ધરાવે મદીરે કહીને, હતી ક્યા ચહા તણી વારી ! !-૪
અરે રણશૂર ક્ષત્રિઓ, ગજવતા દેશ દુનિઆમા !
ત્રિશે તલવાર ચહા સાટે, હવે તો આખ ઉઘાડો ! !-૫
કસુબલ રગની ચહામા, ભર્યું છે દેશનુ લોહી !
હળાહળ ઝેરની પીવી, અરે ચહા, આખ ઉઘાડો ! !-૬
હમારા દેશનુ અમૃત, હતા પય છાશ ને માખણ !
થતામાં ચહા તણી પ્યાલી, રહ્યુ સપરેટ મળવાલો ! !-૭
તવાયા તન બદન ચહાથી, નયન તેજો ગયા નાશી !
અશક્તિ ! હાલ દશા આ શી ? હવેતો આખ ઉઘાડો ! !-૮
તમારા દેશ બધુના, હૃદયના રક્તથી રગી !
જુવો ચહાને બચીચે જઈ, જરા તો આખ ઉઘાડો ! !-૯

 ૧૦૮-૪૮

ઉઠો જાગી પ્રતિજ્ઞા લ્યો, ધુતારી ચહાને ત્યાગો !
મણિમય વાચુ આ ન્હાણું, હવે તો આખ ઉઘાડો ! !-૧૦
(લેખક-શ્રીયુત પાદરાકર.)

---

## હોટલનો હીસાબ.

---

(રાગ-ગઝલ.)

ધુતારી ચાય હોટેલકી, જલાવે તન બદન સબકો !
છુડાવે મઝહબો દીં કો, લુટાવે દેશકે ધનકો ! !
સુબહમે ઉઠકે પઢતા, રસુલ્લીલ્લાહુકા કલમા !
ઝબામે પાક પરવર ઔર, લફ્ઝે માલિક મોલાના ! !
બિરાદર આજ લેતા હય, મુબારક ચાય યા કોફી !
વઝુ નિમાઝ કે બદલે, દબાતે પાઉં ડબલ રોટી ! !
દિને ઇસ્લામ કે બચ્ચે, સુબહમેં જાય મદરેસે !
પઢે કુરાનો કિતાબેં, અબિ તો ચાય હોટેલકા ! !
જલાકે ખુન, ખા લેતી, કલેજા, કોપ ભર જાયે !
બિગાડે આખ ઓલાદો, ખુદા માલુમ ક્યુ આયે ! !
તુમ્હારે ખુનસે ઉલ્ફત, ગઝલ ઔર બયત લીખ ડાલી !
નિગાહ આસામ કે થા કે, બગીચે ડાલના ખાલી ! !
સરાસર ઝહેર દેતે હય, હમેશાં હોટેલો વાલે !
કટોરા ખુનકા લેતે હય, દિને ઇસ્લામ મત વાલે ! !

સહારા માન હો સચ્ચા, મઝહબો–મુલ્ક–ગિરતા હય !
હોટલો હે શ એ હિંમત, નસીબ બદબખ્ત કરતા હય ! !
કુપટ દામે દીયા કરતા, હમેશા હોટલે કચરા !
ન માલુમ અય બીબી જાયા, સતાતા કયુ ન એ ખતરા ! !
સબર હોશિયાર યે દેખો, ફજરતો હો ચુકા બાબા !
પઢો કલમા– કુરાને પાક, પયગબર રસુલ્લિલ્લાહ ! !
હટાવો નામ હોટલકા, જલાદો બાગ બોટલકા !
કસમ ખાઓ ન દેખેગે, નિશાનો નામ હોટલકા ! !
પુકારા યે કીયા કરતી, ખિલાફત ખલકી સારી !
જલાદો ચાય હોટલકી, જલાતી સલ્તનત પ્યારી ! !
દિનો ઈસ્લામમે જીસકી, કભી દિની નહિ બહાલી !
કભી મર જાયેગે બહેત્તર, ન લેગે હોટલે પ્યાલી ! !
ખુબા પર નામ પરવરકા, કસમ દિલ નેક રાહબરકા !
ખુદાકે બાસ્તે લેગે, કહિ ના નામ હોટેલકા ! !
બિરાદર મજલિસે બોલો, ખુદા રાહબર હમારા હો !
તુંમ્હારા પાહરા–કર દે સફા દિલ હોટલો સે હો !

( લેખક–શ્રીયુત પાહરાકર )



જરૂર ખરીદ કરો રાષ્ટ્રીય ગરબા સગ્રહ અને સ્વરાજ્ય ગર્જના જેની અદર દરેક માગલીક પ્રસગે ગાવાના ગરબાનો ખાસ સગ્રહ કરેલો છે દેશ ભક્તોના બે સુંદર ફોટા સાથે કીમત બે આના

૧૩

# હોટેલની પ્રતિજ્ઞા.

---

( રાગ-ગઝલ )

હૃદયનું રક્ત કાઢીને, લખો લેખો પ્રતિજ્ઞાના !
તમારા દેશને ખાતર, કદિ હોટેલ જાતા ના ! !
વિવેકી વીર ભારતના, અગર સંતાન થાતા ના !
કદિ જો થાઓ તો-હોટેલમા ભરતાય જાતા ના ! !
ચપણુ હોટેલની ચહાના, હળાહળ ઝેરથી ભરીયા !
અગર જો માનવી હો તો, કદીએ ચાટતા નાના ! !
તમારા પ્રાણથી પ્યારો, તમારો ધર્મ માનો તો !
શ્વાનની ચાટ સમ હોટેલમા, મ્હો મારતા નાના ! !
ગણો જો દેશની લક્ષ્મી, અમોથી ભેટ માલીકની !
ખીસા પાકીટ હોટેલમા, કદીએ ખોલતા નાના ! !
પ્રિયા પ્રેમી પુરા હો તો, ખરો ચહા બહાર નવ શોધો !
પ્રીતિ પ્યાલો મુકી ઘરનો, અવળનો ખોળતા નાના ! !
કદી વહાલા તમોને હો, તમારા બાળકો ગભરૂ !
ગમે તે થાય પણ ચહા તો, કદીએ આપતા નાના ! !
પ્રતિજ્ઞા મર્દ પાળે છે, ન પાળે હીજડા હારી !
બધુ બ્રહ્માંડ તુટે તો, દીધેલો કોલ ચુકતા ના ! !
કદી હો માનવી તો તો, સદાયે માનવી રહેજો !
પ્રતિજ્ઞા સિંહ સમ જાણો અધુરા વેણુ બકતા ના ! !

કદી લલચાવશે હોટલ, વીરાઓ મર્દ મુછાળા !
મુછો કાઢયા વિના કો દી, અરે હોટેલ જાતા ના ! !
પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા છે, હૃદયના રક્તથી લીધી !
મણિમય પાદરા-કર જો સફળ વિસારતા નાના ! !

( લેખક-શ્રીયુત પાદરાકર )

---

## હમારો કોલ.

---

( રાગ-કવ્વાલી. )

પ્રતિજ્ઞા આ કરી આજે, કદી હોટેલ ના જોશુ !
ધર્મ સતાન ભારતના, કદીએ ભ્રષ્ટ ના થાશુ ! !
હમારા દેશને માટે, પ્રતિજ્ઞા સખ્ત પાળીશું !
નીતિ ને ન્યાયના માટે, વિલાસી વૃતિ ગાળીશુ ! !
હમારા દેશને માટે, હવે હોટેલ ટાળીશુ !
હમારા ધર્મને માટે, જરૂરથી ચાહ બાળીશુ ! !
રીબાશુ કે ફના થાશુ, અરે અંતે મરી જાશુ !
તવા થાશુ તથાપિ હોટલે, તો ના નહિ જાશુ ! !
સુકી હો ભાખરી ખાવા, નહિ બીસ્કેટ માગીશુ !
પ્રતિજ્ઞા આ કરી આજે, હવે હોટેલ ભાગીશું ! !
હમારો દેશને લક્ષ્મી, હમારો ધર્મ સાધીશુ !
મણિમય આજથી જાગ્યા, હવે હમેશ જાગીશુ ! !

# ચહા દેવીને વિનતી.

( લેખક–બેચરભાઇ, ધજાવાળા–નરસંડા )

મને બસ છોડને ઓ ચા' મને બસ છોડને ઓ ચા'
ભુલ્યો હુ તો હવે દુર થા, મને બસ છોડને ઓ ચા'
ભરૂસે તાહરે મે તો, કર્યું છે ખુનનુ પાણી,
પડુ પાયે ભલી દુર થા, મને બસ છોડને ઓ ચા.
સફા થઈ સોખતે તારી, નફાનુ નામ ના જોયું,
થયુ તન હાડ પીજર આ, મને બસ છોડને ઓ ચા
ફસાયા ફદમા તા'રા, નઠારા કે અગર સારા,
જુલમ કર ના હવે ના ના, મને બસ છોડને ઓ ચા
ન જોયા ઉંચ નિચા તે, ચહે તેની થઇને રે,
છતા તેને ન વશ તુ થા, મને બસ છોડને ઓ ચા
ગુમાવી ગાલની લાલી, થયો છુ હાલ બેહાલી,
ક્ષમા કર કર્કશા ક્રુરતા, મને બસ છોડને ઓ ચા
ભર્યા ભડાર અવગુણના, છતા તુજ મોહની શી આ,
અરે ! ચડાલણી ઓ ચા, મને બસ છોડને ઓ ચા
ચહા ! ચડાલણી પરણી, બગાડી હિન્દની કરણી,
અધમ કમજાત ઓ ગમ ખા, મને બસ છોડને ઓ ચા
તને જે પ્રેમથી ચાહે, અધમ ચડાલ કે'વાયે,
કુકર્મી એ કરે વાહ વાહ, મને બસ છોડને ઓ ચા
વિનતી એટલી મહારી, તજો એ દુષ્ટ પરનારી
પ્રતિજ્ઞા છે કહો પળવા, મને બસ છોડને ઓ ચા.

# બીડીબાઇનો બળાપો.

( રાગ-ગઝલ )

જગત્ સૌ ધુમ્રથી છાયું, છતા કોઈ આખ ખોલોને,
બળી આ બીડીઓ પીવી, મૂખેથી કોઇ બોલોને
પલગે ગાદલા નીચે, ખમીસ કે કોટને ખીસ્સે,
ધરી છે હાય ચો હિસે, છતા કોઇ આખ ખોલોને
વરસ બે બે તણા બાળક, પીએ છે હોશથી બીડી,
છતા મા-બાપ ન રોકે, નથી એ હિન્દની રૂઢી
નથી શરમાતા લજવાતા, નથી કોઈ વાત ઉરે લેતા,
છતા કહીએ પુકારીને, ભલા કોઇ આખ ખોલોને
ઘણી ખાસી ને ક્ષય થાયે, વળી બહુ ગુમ ગધાએ,
નવા વઇદો ખુશી થાયે, છના કોઈ આખ ખોલોને
નથી બીડી મુકાતી તો, તમે શુ કાર્ય કરવાના,
નથી જો ચા' તજાતી તો, તમે શુ કાર્ય કરવાના
વિદેશી બેય કુલટાએ, દીધો છે દેશને બાળી,
છતા આ હિન્દ ભારતને, હજુએ લાજ ના આવી
જણ્યા જો હોય જનુતીએ, ન પીશો ચા' અગર બીડી,
વિનતિ એટલી આપુ, સુધારો હાલની રૂઢી

( લેખક-બેચરભાઇ, ધજાવાળા-નરસડા )

સમાપ્ત.

# સસ્તી કીંમતમાં ઉત્તમ વાંચન તૈયાર

| | |
|---|---|
| લગ્નનાં રાષ્ટ્રીય ગીતો ... ... | રૂ. ૦-૧ |
| વર્તમાનકાળનો ઇન્સપેકટર ... . | ૦-૧ |
| રાષ્ટ્રીય ગરબા—સ્વરાજ્ય ગર્જના .. ... | ૦-૨ |
| સંગીત શશીકળા સચીત્ર વાર્તા... .. | ૦-૬ |
| સ્વતંત્ર સ્વરાજ .. | ૦-૧ |
| કળીયુગનો સતી ભાગ ૧-૨ ... ... | ૦-૨ |
| સ્ત્રી ( રવીન્દ્રનાથ ટાગોર કૃત ) | ૦-૨-૬ |
| રાજર્ષિ ભર્તુહરી-સચીત્ર વાર્તા ... | ૦-૮-૦ |
| ઉમ્મા ગુલ બત્તો હજમ ... | ૦-૧-૦ |
| ચહાદેવીની ચઢાઇ-ભાગ ૧-૨ | ૦-૨-૦ |
| મુંબાઇની શેઠાણી ભાગ ૧-૨-૩-૪) . | ૦-૪-૦ |
| કળીનો કેર ... . | ૦-૧-૦ |
| જમાનાઓઢણુ ફેન્સી ટાઇટલવાળી .. | |
| સોળ વરસની સતિ નવ વરસનો પતિ— ( ભાગ ૧ થી ૬ ) ... . | ૮ |

બુકસેલરો અને ફેરી કરનારા ગૃહસ્થોને કમીશન આપવામાં આવે છે.

બુકસેલર જદુલાલ નારણદાસ-નડીઃ